# વેઠનો ટીકાવાળો ધારો

( વડોદરા રાજ્યમાં સરકારી કામે ગાડાં, બળદ,
કારીગર, મજુર તથા સામાન પુરા
પાડવા સંબંધી નિયમ. )

લેખક અને પ્રકાશક
સોમનાથ મહાસુખરામ દવે
વ્યવસ્થાપક [illegible] કાર્યાલય
મુઃ પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૨ જી પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૬–૮૭ સને ૧૯૩૦–૩૧
કિંમત રૂ. ૦–૨–૬ પોસ્ટેજ રૂ. ૦–૮–૬

# વેઠનો ટીકાવાળો ધારો

( વડોદરા રાજ્યમાં સરકારી કામે ગાડાં, બળદ,
કારીગર, મજુર તથા સામાન પુરા
પાડવા સંબંધી નિયમ. )

લેખક અને પ્રકાશક
સોમનાથ મહાસુખરામ દવે
વ્યવસ્થાપકઃ-પરોપકાર કાર્યાલય
મુઃ પાનસર ( ઉત્તર ગુજરાત )

આવૃત્તિ ૨ જી
સંવત ૧૯૮૬-૮૭
કિંમત રૂ. ૦-૨-૬

પ્રત ૧૦૦૦
સને ૧૯૩૦-૩૧
પોસ્ટેજ રૂ. ૦-૦-૬

# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના

પ્રથમ આવૃત્તિની ૨૦૦૦ કોપી પ્રસિદ્ધ થયાને આજે ૧૦ માસ થયા છે ત્યાં આ બીજી આવૃત્તિ કાઢવી પડે છે એ પુસ્તિકા તરફ વડોદરા રાજ્યની પ્રજાની કેટલી ચાહના છે તે બતાવી આપે છે. ગઈ આવૃત્તિમાં અમે ગાડાં, બળદ, કારીગર, મજુર વિગેરેના તાલુકાવાર દર આપ્યા હતા પરંતુ ઠરેલા દરમાં વર્ષે દહાડે ફેરફાર થતો આવે છે. એટલે એવા દર પુસ્તિકામાં ન આપતાં પત્રિકામાં પ્રસિદ્ધ કરવા એમ નક્કી કર્યું છે.

દરનાં લીષ્ટ આ પુસ્તિકમાં આપ્યાં નથી તેથી આ બીજી આવૃત્તિની કિંમતમાં ઘટાડો કરવામાં આવ્યો છે.

મુ: પાનસર (ઉત્તર ગુજરાત)
તા. ૮-૯-૧૯૩૦

લી. સેવક
સોમનાથ મ. દવે
ના વંદેમાતરમ્

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપી. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

# વાંચનારને વિનતિ!

આ પુસ્તકમાં સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મજુર તથા સામાન કયા પ્રસંગે અને કેવી રીતે લઈ શકાય તે બતાવવામાં આવ્યું છે. તે કરતાં જુદી રીતે કોઈ સરકારી નોકર અગર ગામ પંચાયત વેઠ લેવા માગે તો તે આપવાની મક્કમતાથી ચોકખી ના સંભળાવી દેજો. અને ગેરવ્યાજબી વેઠ કરવાની ના કહેવાથી તમને શિક્ષા કરાવવા ફરિયાદ થાય તો મને તુરત ખબર આપજો.

જે ભાઇઓ ગેર વ્યાજબી વેઠ કરવાની ના કહી શકતા ન હોય પણ ગેરવ્યાજબી વેઠ કરવા નારાજ હોય તે કયા દબાણથી વેઠ કરવાની ના નથી પાડી શકતા અને શું કરવી પડે છે વગેરે જણાવી નીચેના શિરનામે ખબર આપજો.

કોઈ પણ લખાણ નનામું લખી મોકલવું નહિ. નનામું લખાણ આવશે તેનો કંઈ પણ ઉપયોગ થઈ શકશે નહિ. જે ભાઇને પોતાનું નામ બહાર પડે એમાં દહેશત લાગતી હોય તે ભાઇએ અમને નામ છુપાવવા સૂચના કરવી એટલે કોઈ પણ વખત તેમનું નામ પ્રસિદ્ધ કરવામાં આવશે નહિ તે જાણવું.

વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

તા. ૮-૯-૧૯૩૦ મુ : પાનસર ( ઉત્તર ગુજરાત )

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

વડોદરા રાજ્યમાં શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઈ પ્રથમ કરતાં વેઠ બિગારનો નિયમ રાહતવાળો મંજુર કર્યો છે. પરંતુ અમારી કેટલીક ગામ પંચાયતો શ્રીમંતે આપેલી સરળતાનો લાભ લેવા દેતી નથી અને પ્રજા વર્ગને ત્રાહી ત્રાહી પોકરાવે છે!

શ્રી. સરકારે ગેરવ્યાજબી વેઠ લેનાર સામે કાયદેસર પગલાં લેવા સવડ રાખી છે છતાં પ્રજાની કાયરતા અને અજ્ઞાનતાનો લાભ લઈ વેઠ લેનારા તથા ગેરેવ્યાજબી વેઠ લેવરાવનારા ગેરવ્યાજબી વેઠ લે છે અને અપાવનારા અપાવે છે.

વડોદરા રાજ્યની પ્રજા વેઠના નિયમને બરાબર સમજે અને તે વિરૂદ્ધ વેઠ કરવાની માગણી થાય તો, ગેરવ્યાજબી વેઠ કરવાની ચોકખી ના સંભળાવી શકે એટલા માટે; આ નાનકડું પુસ્તક લખી મેં પ્રસિદ્ધિમાં મૂકયું છે. હું આશા રાખું છું કે, તેનો વાંચનાર વડોદરા રાજ્યમાં લેવાતી ગેરવ્યાજબી વેઠનો નાશ કરવા પોતાથી બનતું કરી કંગાલોની આશિષ લેશે!

લી. સેવક,

તા. ૮-૧૧-૧૯૨૯ — સોમનાથ મ. દવે.

મુ: પાનસર (ઉત્તર ગુજરાત) — વ્યવસ્થાપક, પરોપકાર કાર્યાલય

# વડોદરા રાજ્યમાં સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મજુર તથા સામાન પુરો પાડવા સંબંધી નિયમ

## બાબ ૧ લો

### પ્રારંભના નિયમ

ઉદ્દેશ — વેઠ બિગાર સંબંધિ નિયમોમાં યોગ્ય ફેરફાર કરી નવીન નિયમ કરવો ઇષ્ટ જણાયાથી શ્રીમંત સરકાર મહારાજ સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર એમણે નીચે પ્રમાણે ઠરાવ્યું છે.

સંજ્ઞા — ૧ આ નિયમને "સરકારી કામે ગાડાં, બળદ, કારીગર, મજુર, તથા સામાન પુરો પાડવા સંબંધી નિયમ" કહેવો.

શરૂઆત — ૨ (૧) આ નિયમ પ્રસિદ્ધ થશે તે તારીખથી અમલમાં આવશે. (૨) પરંતુ આ નિયમને કોઈ વિશિષ્ટ ઠેકાણે મોકુફ રાખવાનું સર સુબાને યોગ્ય લાગે તો તે પ્રમાણે હજુર મંજુરીથી કરવા તે મુખત્યાર છે.

રદ કર્યું તે — ૩ (૧) આ નિયમ અમલમાં આવશે તે તારીખથી

(ક) તારીખ ૧૩ માહે ઑગસ્ટ સને ૧૯૦૪નો વેઠ બિગાર સંબંધિ નિયમ, અને

(ખ) તે અન્વયે હુકમ, વટ હુકમ વિગેરે આ નિયમની વિરૂદ્ધ હોય તેટલે લગી, આ નિયમથી રદ કર્યા છે એમ સમજવું.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે. આ નિયમ અમલમાં આવતાં પહેલાં સદરહુ નિયમ, હુકમ કે વટ હુકમ અન્વયે શરૂ કરેલાં સઘળાં કામો પ્રથમના નિયમને અનુસરીને થશે.

## બાબ ૨ જો

### સામાન્ય નિયમ

**સરકારી કામે ગાડાં વિગેરે લઈ શકાશે.**

૪ આ નિયમ અન્વયે ગાડાં, બળદ, મજુર, કારીગર અને સિધુ સામાન આગળ કલમોમાં ઠરાવેલી મર્યાદાને પાત્ર રહીને.

(क) સરકારી કામ માટે,

(ख) હજુર તથા બીજી મોટી સ્વારીઓ તથા લશ્કર માટે, અને

(ग) સરકારી નોકર સરકારી કામે ફરતા હોય ત્યારે, (૧) તેમના માટે, (૨) તેમના માણસો માટે (૩) સરકારી સામાન માટે (૪) તેમને સરકારી કામ પ્રસંગની મુસાફરીના અંગના તેમના ખાનગી સામાન માટે

(घ) નામદાર બ્રીટીશ સરકારના લશ્કરી તાર તથા ટપાલ વિગેરે ખાતાના નોકરો સરકારી કામે ફરતા હોય ત્યારે રકમ (ग) ની પેટા રકમો (૧), (૨). (૩), (૪)ના પ્રસંગો સારૂં લઈ શકાશે.

**નોટઃ**-સંવત ૧૯૭૯ ની સાલમાં રકમ (घ) આ નિયમમાં નવીન ઉમેરેલી છે. ( જુઓ આ. પ. ભાગ ૨ તારીખ ૧૫-૨-૧૯૨૩ ).

**રેલ્વેનો ઉપયોગ કરવો.**

૫. જે ઠેકાણેથી જવાનું હોય અને જે ઠેકાણે જવાનું હોય એ બન્ને વચ્ચે સળંગ અગર મોટા ભાગે રેલ્વે હોય તો, રેલ્વેના ભાગ પુરતો સામાન લઈ જવા માટે ગાડાં બળદ કે મજુરો લઇ શકાશે નહિ.

**નિયમથી લેવા ઠરેલી બાબતો માટે ઈજારો આપવો**

૬ (૧) આ નિયમથી લેવા ઠરેલી બાબતો પુરી પાડવા અને વિશિષ્ટ પંચાયતવાળાં સ્થળોએ અને બીજાં ગામે જ્યાં વસ્તી એક હજારથી વધારે હોય અને ત્યાંની ગામ પંચાયત માગણી કરે તો તેવા ગામે ઈજારો આપવો.

(૨) આ ઈજારો તાલુકાના વહિવટદારે અગર મહાલકારીએ આપવા તજવીજ કરવી.

**માંગણી કયાં કેવી રીતે કરવી**

૭ (૧) આ નિયમ અન્વયે ગાડાં વિગેરે જે જોઈતું હોય તે જે કારણ માટે તથા જ્યાંથી જે ઠેકાણે લઈ જવા માટે તથા જેટલા વખત માટે જોઈતું હોય તે વિષે તપસીલ બતાવી તથા નાયબ સુબાથી ઉતરતા દરજ્જાના અમલદારોએ ભાડાં વિગેરેની રોકડ રકમ મોકલી,

(ક) મહાલના મુખ્ય સ્થળે વહિવટદાર અને તે પ્રગણામાં હોય તો અવલ કારકુન તથા પેટા મહાલના મુખ્ય સ્થળે મહાલકારી અને,

(ख) ઇતર ઠેકાણે ગામ પંચાયતના અધ્યક્ષ તરફ બનતાં સુધી ચોવીસ કલાક પહેલાં એવી રિતે લેખી માગણી કર્યા શિવાય મળી શકશે નહિ.

(૨) પરંતુ એમ ઠરાવવામાં આવે છે કે, નાયબ સુબા અને તેમના દરજ્જાના બીજા ખાતાના અમલદારોથી ઉતરતા દરજ્જાના કોઈ પણ સરકારી નોકરને પોતાના ઉપરી અમલદારનો દાખલો મેળવ્યા સિવાય આ નિયમ પ્રમાણે ગાડાં અગર આ નિયમ અન્વયે લઇ શકાય તે કાંઇ પણ લેવાનો અધિકાર છે એમ સમજવું નહિ. સદરહુ દાખલો અગર તેની ખરી નકલ માગણી સાથે રજુ કરવી જોઇએ. અને તે માગણીમાં જે વખતે જોઇએ તે વખત જણાવી, જ્યાં લઇ જવાનું હશે ત્યાં સુધીનું નિયમ પ્રમાણે ભાડું અગાઉથી મોકલવું જોઈએ.

નોટ—(૧) ઉપરની કલમ ૭ની કલમ (क) સંવત ૧૯૭૭ની દુરસ્તી પ્રમાણે સુધારીને દાખલ કરી છે (જુઓ આ. પ. ભાગ ૨ તા. ૨૫–૧૧–૧૯૨૦)

(૨) ઉપરની કલમ ૭ની પેટા કલમ ૧ (ख) સંવત ૧૯૮૨ની દુરસ્તી પ્રમાણે સુધારીને દાખલ કરી છે. (જુઓ આ. પ. ભાગ ૨ તા. ૫–૮–૧૯૨૬)

(૩) ઉપરની કલમ ૭ના કારણ સારૂ જાહેરાત નંબર ૧૧ સને ૧૯૨૦ આ. પ. ભાગ ૧ તારીખ ૯–૯–૧૯૨૦ થી નીચે જણાવેલા કેળવણી ખાતાના અમલદારોને નાયબ સુબાના દરજ્જાના ગણવા મંજુર થયું છે (૧) એજ્યુ-કેશનલ ઇન્સ્પેકટર (૨) કલા ભવનના પ્રિન્સીપાલ (૩) મેલ

ટ્રેનીંગ કોલેજના પ્રિન્સીપાલ (૪) ફિમેલ ટ્રે–કો. નાં લેડી સુપ્રી. (૫) લેડી એજ્યુ. ઈન્સ્પે. (૬) મેલ ટ્રેનિંગ વર્ગના પ્રિન્સી. (૭) અંત્યજ એજ્યુ. ઇન્સ્પે. (૮) વર્ક-શોપ સુપ્રી. (૯) ક્યુરેકટર ઓફ લાયબ્રેરીઝ (૧૦) દેશી ઉચ્ચ શાળાના મુખ્ય અધ્યાપક (૧૧) હાઇસ્કુલના હેડમાસ્તર (૧૨) ઉર્દુ એજ્યુ, ઇન્સ્પે. (૧૩) આસિ. ક્યુરે. ઓફ સ્ટેટ લાયબ્રેરીઝ.

## બાબ ૩ જો

### ગાડાં વિષે

**ગાડાં અગર બળદ આપવાના વારાની યાદી બનાવવી**

૮ જે લોકો પોતાના ધંધા માટે ગાડાં અગર બળદ રાખતા હોય તેમના ગામની લત્તાવાર યાદી, આ નિયમ સાથેના પરિશિષ્ટમાં બત્તાવેલા નમુના પ્રમાણે ગામ પંચાયતે બનાવવી, બનાવેલી યાદી ગામમાં ચોરામાં અગર જ્યાં ચોરો ન હોય ત્યાં જાહેર જગ્યાએ એક માસ સુધી લોકોને જોવા ખુલ્લી મુકવી અને તે બદલ દાંડી પિટાવીને લોકોને ખબર આપવી અને તે પછી પંચાયત ભરાવી યાદીના ખરાપણા વિષે તમામ પંચોની સહીઓ લેવી.

**નોટ**—આ કલમ સંવત ૧૯૮૨ તા. ૫-૮-૧૯૨૬ ની આજ્ઞા પત્રિકામાં દુરસ્તી થયા પ્રમાણે સુધારીને દાખલ કરી છે.

૯ કલમ ૮ પ્રામાણે રાખેલી યાદીમાં

**વારાની યાદીમાં ગામ પંચાયતે દુરસ્તી કરવી**

(क) કોઈનું નામ દાખલ થવું રહી ગયું હોય-
(ख) તે ખોટી રિતે દાખલ થયું હોય અગર,
(ग) જેની પાસેથી જે વસ્તુ કમી થાય તો તે સબંધે ગામ પંચાયતને તથા તાલુકાના સદર સ્ટેશનમાં મહાલ કે વિશિષ્ટ પંચાયતને હકિકત જાહેર થયેથી ગામ પંચાયત વિગેરેએ તે સંબંધે તપાસ કરી હુકમ કરેતે પ્રમાણે યાદીમાં દુરસ્તી કરવી.

**વારા પ્રમાણે ગાડાં બળદ આપવાં**

૧૦ ગાડાં અગર બળદની માગણી થયેથી એ માગણી કલમ ૪ માં જણાવેલા પ્રકાર માટે હોવાની ખાત્રી કરી વારાના અનુક્રમ પ્રમાણે તે પુરાં પાડવાં અને યાદીમાં તે બદલ તથા ભાડાના પૈસા પહોંચ્યા બદલ દાખલો રાખવો.

અપવાદ—પરંતુ વારા પ્રમાણે જેનો કામે જવાનો વારો આવતો હોય તે, બળદ અથવા માણસની મજુરી કરવા જેવી શારિરિક સ્થિતિ ન હોય, અથવા તેના ધંધાના અંગે કે બીજા અનિવાર્ય કારણે તેમ કરવું અશકય હોય અને તે માન્ય કરવા જેવું હોય તો ગામ પંચાયતે તેની પછીના વારાવાળા પાસેથી અદલા બદલી કરી કામ લેવું.

નોટ—ઉપરનો અપવાદ સંવત ૧૯૮૨ની દુરસ્તી તા. ૫-૮-૧૯૨૬ની આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થઈ તે પ્રમાણે સુધારીને દાખલ કર્યો છે.

૧૫૪૩૫

**૧૧ એક સાલ પુરી થયે બીજી સાલે જ્યાંથી વારાનો ક્રમ** બાકી રહ્યો હોય ત્યાંથી શરૂ કરવો. અને **સદરહુ વારાનો ક્રમ** છેવટ સુધી વારો પુરો થયા પછી નવેસર શરૂ કરવો.

**૧૨ ગાડાં અગર બળદ વીસ મૈલ કરતાં વધારે છેટે લઈ** જવાં નહિ. અને બે બળદના એક ગાડામાં ૨૦ મણ અને ચોકીયા ગાડામાં ૩૦ મણ કરતાં વધારે માલ ભરવો નહિ.

**ગાડાં અગર બળદે કરવાની મજલ તથા તેમાં ભરવાના ભારની ચત્તા**

*ટીપ*—વીસ માઈલ પુરા થતાં પરહદ આવતી હોય અગર આ હદનું ગામ આવતું ન હોય તો, અગર આ હદનું બીજું ગામ આવતું ન હોય તો આ હદનું પહેલું ગામ આવતાં સુધી વધારે મજલ કરવા હરકત નથી. આજુબાજુનાં છેક નજીકનાં ગામોમાંથી ગાડાં મંગાવવાં અને તે શિવાય બીજાં ગામોમાંથી મંગાવવાં હોય તો તે ગામેથી માઈલેજ ગણવું અને ભાડાનો આકાર તેજ પ્રમાણે ગણવો.

૧૩ ગાડું અગર બળદ આપ્યા પછી મુસાફરી શરૂ કરતાં ત્રણ કલાક ઉપરાંતનાં રોકાણના દર કલાક માટે તથા મુસાફરીના દર માઈલ માટે, (क) તારીખ ૧૫ મી જુનથી ઓકટોમ્બર આખર સુધીની ચોમાસાની મુદતમાં તથા;

**ગાડાં અગર બળદના ભાડાના દર**

(ख) ચોમાસા શિવાયની મુદતમાં.

ગાડાં અગર બળદનું ભાડું કેટલું આપવું તે તેમ જ ઓછામાં ઓછું ભાડું કેટલું આપવું તે ચાલતા દર ધ્યાનમાં લઈ દર સાલ ઓકટોમ્બર માસમાં દરેક મહાલે મહાલ પંચાયતે અને વડોદરા શહેરમાં સુધરાઈએ ઠરાવવું અને પ્રાંતના સુબા તરફ જણાવવું. સુબાએ દર સાલ નવેમ્બરની શરૂઆતમાં પોતાના પ્રાંત માટે મહાલવાર ઠરેલા દર આજ્ઞાપત્રિકામાં એકી વખતે પ્રસિદ્ધ કરવા.

## બાબ ૪ થો

### કારીગર તથા મજુર વિષે

**વારાથી કારીગર મજુર લેવા**

૧૪ આ નિયમ અન્વયે કારીગર અને મજુર લેવાની જરૂર પડે ત્યારે જે લોકો જે પ્રકારની કારીગરી અગર મજુરી કરવાનો ધંધો કરતાં હોય તે પૈકી ગામમાંથી વારા પ્રમાણે લેવા,

**મજુર તરીકે કોને લેવા નહિ**

૧૫ જે લોકો

(क) કોઈ કામ ઉપર લાગેલા હોય, અગર
(ख) પરગામથી કંઈક કામ માટે આવેલા હોય,
તેમને આ નિયમ પ્રમાણે કારીગર કે મજુર તરીકે કામે લેવા નહિ.

**મજુર પાસે કેટલી મજલ કરાવવી**

૧૬ આ નિયમ અન્વયે લીધેલા મજુરને નીકળેલે ઠેકાણેથી પાંચ માઈલ કરતાં વધારે દૂર લઈ જવો નહિ. પરંતુ પાંચ માઈલના છેવટે ગામ ન હોય તો ગામ આવતાં સુધી તે મજુરને લઈ જવાને હરકત છે એમ સમજવું નહિ.

**મજુર પાસે કેટલો બોજો ઉપડાવવો**

૧૭ મજુર પાસે એક મણુ કરતાં વધારે બોજો ઉપડાવવો નહિ.

**મજુરીના દર**

૧૮ કારીગર અને મજુરને આપવાના દર બજારમાં ચાલુ દર ઉપર નજર રાખી દર મહાલે મહાલ પંચાયતે કલાક માટે, અને આખા દિવસ માટે દર સાલ ઓક્ટોબર માસમાં ઠરાવવા અને તે પ્રસિદ્ધ કરવાની કલમ ૧૩ પ્રમાણે તજવીજ કરવી.

**એક કલાક કરતાં ઓછી મજુરી આપવી નહિ**

૧૯ મજુર અગર કારીગરને ગમે તેટલો થોડો વખત કામે લગાડયો હોય તો પણ તેને એક કલાક માટે ઠરાવેલા દર કરત ઓછી મજુરી આપવી નહિ.

## બાબ ૫ મો

## સીધા સામાન બાબત

**કોના માટે અને કયારે સીધું લઇ શકાય**

૨૦ મોટી સ્વારી કિંવા લશ્કર કિંવા એવાં જ બીજાં કારણ માટે ઘાસ, લાકડાં, કુંભારકામ, સીધું વિગેરે જે સામાનની જરૂર પડે તે ઈજારાથી મળવા જેવું ન હોય ત્યારે; જે તે સ્થળમાં અગર સ્થળોના જથામાં એવો સામાન અગર તે પૈકી કોઈ જણસ જથાબંધ કે છુટક વેચવાનો

ધંધો કરતો હોય તેને તે પ્રમાણે મહાલના વહીવટદાર હુકમ કરે ત્યારે જે સામાન અગર જણસ વેચવાનો તે ધંધો કરતો હોય તે સામાન કે જણસ જથાબંધ કે છુટક (જેમ હોય તેમ) પુરો પાડવાને બંધાએલો છે.

**સામાન માટે રોકડ કિંમત આપવી**

૨૧ કલમ ૨૦ પ્રમાણે જેમની પાસેથી જે સામાન લેવામાં આવે તે સામાન બદલ
(क) બજારભાવ પ્રમાણે કિંમત તથા તે ઉપરાંત,
(ख) જે ઠેકાણે સામાન પુરો પાડવાનું કહેવામાં આવે તે ઠેકાણે લઈ જવાની મજુરી એ બન્ને મળી જે રકમ થાય તે તુર્ત રોકડ આપવી જોઈએ.

**સરકારી કામે ફરતા નોકરોને પોતાના વેપારની ચીજો બજાર ભાવથી રોકડથી આપવી**

૨૨ કલમ ૨૦માં બનાવેલી વસ્તુઓનો જે વેપાર કરતા હોય તેમણે સરકારી કામે ફરતા નોકરોને પોતાના વેપારની ચીજો બજાર ભાવ પ્રમાણે રોકડા પૈસા લઈ આપવી જોઇએ.

## બાબ ૬ ઠ્ઠો

## શિક્ષા

**ગેરવર્તન બદલ શિક્ષા**

૨૩ ગાડીવાન, કારીગર, મજુર, સામાન પુરો પાડનાર લોકો અગર તેમના માણસ પ્રત્યે કોઈ સરકારી નોકર ગેરવર્તન કરશે તેને ખાતાની રૂઇએ તેના ઉપરી તરફથી અધિકાર પરત્વે શાસન કરવામાં આવશે, અને ને ઉપરાંત જો તેનું કૃત્ય ફોજદારી ગુન્હો

થતું હશે તો તેના ઉપર ફોજદારી રાહે કામ ચાલવા આથી બાધ આવશે નહિં.

૨૪ આ નિયમના ઠરાવ વિરૂદ્ધ જે કોઈ ઈસમ

(क) ગાડાં વિગેરે લેશે, અગર;

**જેરકાયદે ગાડાં વિગેરે લીધા બદલ શિક્ષા**

(ख) લીધેલાં ગાડાં, બળદ, કારીગર, મજુર અગર સામાનના પૈસા પુરેપુરા આપશે નહિં તો તેના ઉપર ફોજદારી ન્યાયાધિશીમાં કામ ચાલી સાબીત થયેથી રૂપિયા ૫૦ સુધીના દંડને ગુન્હેગાર પાત્ર થશે. અને ખાતાની રૂઇએ શિક્ષા થવાને પણ તે પાત્ર થશે.

(નોટ—સંવત ૧૯૮૧ની પહેલી દુરસ્તી આ. ૫. ભાગ ૨ તારીખ ૧૮-૯-૧૯૨૪થી પ્રસિદ્ધ થઈ તે પ્રમાણે સુધારો કરીને આ કલમ દાખલ કરી છે.)

**પોતાની ફરજ અદા ન કરનારને શિક્ષા**

૨૫ આ નિયમ મુજબ ગાડાં અગર બળદ આપવા, મજુરી કરવા, અગર સામાન આપવા જેમને કહેવામાં આવે તે આ નિયમને અનુસરીને પોતાની ફરજ અદા કરવા ચુકશે તો તેના ઉપર બીજા વર્ગથી ઉતરતા નહિ હોય એવા સાધારણ ફોજદારી ન્યાયાધીશ આગળ ફોજદારી રાહે કામ ચાલી દરેક કસુર માટે તે સાબીત થએથી તે રૂપિયા ૫૦ દંડને પાત્ર થશે.

(નોટ—આ કલમ સંવત ૧૯૮૨ની પહેલી દુરસ્તી આ. ૫. ભાગ ૨ તારીખ ૨૦-૫-૧૯૨૬ થી પ્રસિદ્ધ થઈ તે પ્રમાણે સુધારીને દાખલ કરી છે.)

૨૬ આ કલમ રદ થઈ છે.

(નોટ—સંવત ૧૯૮૨ની પહેલી દુરસ્તી આ. પ. ભાગ ૨ તારીખ ૨૦–૫–૧૯૨૭થી પ્રસિદ્ધ થઈ તેમાં કલમ ૨૬ રદ થઈ છે. તેથી અહીં દાખલ કરી નથી.)

## વારાની યાદીનો નમુનો નીચે પ્રમાણે રાખવા પરિશિષ્ટમાં ઠરાવ્યું છે.

(જુઓ નિયમની કલમ ૮)

ગાડાં અગર બળદની ............ સન ............ સંવત ............ બદલ ............ ગામની લત્તાવાર યાદી

| અનુક્રમ નંબર. | ઘરનો અંક જો હોય તો. | ગાડાં અગર બળદ રાખનારનું નામ. બાપનું નામ | ગાડું અગર બળદ અગર બન્ને તેની સંખ્યા | | વારામાં ગાડું અગર બળદ અગર બન્ને કાઢયાં હોય તેની વિગત | | વારો કર્યાની તારીખ. | કયા કામે કેટલા માઇલ સારૂ, કોના હુકમથી વારો કાઢયો. | નિયમ પ્રમાણે કેટલી મજુરી મળી. | ન મળી હોય અગર ઓછી મળી હોય તો તે સંબંધે લીધેલાં પગલાં | શેરો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | ગાડું | બળદ | ગાડું | બળદ | | | | | |

# સદર નિયમપર લેખકની ટીકા

૧. આ નિયમની કલમ ૪ માં કહેલાં કારણો સિવાય વેઠ કરવાની નથી. એટલે સરકારી નોકરો માટે, લાકડાં, ઘાસ, પુરા, દાણા વગેરે વેઠના ગાડે લઈ જવાની સખત મનાઈ છે. છતાં તેવી વેઠ કોઈ પૈસા આપીને અગર મફત કરાવે તો વેઠ કરાવનારનો રૂા. ૫૦ સુધી દંડ કરવા કલમ ૨૪ માં ઠરાવ્યું છે.

૨. કલમ ૫ માં ઠરાવ્યું છે કે જ્યાં રેલ્વેનું સાધન હોય ત્યાં રેલ્વેના ભાગ પુરતો સામાન રેલ્વે રસ્તે લઈ જવો. ગાડાં બળદ કે મજૂર લેવાં નહિ. સબબ એવા પ્રસંગે વેઠ માગવામાં આવે તો તે ગેરવ્યાજબી છે.

૩. કલમ ૬ માં ૧,૦૦૦ કરતાં વધુ વસ્તીવાળાં ગામે વેઠ કરવાનો ઈજારો આપવાનું ઠરાવ્યું છે. ઈજારો આપવાની માગણી કરવી હોય તો ગામ પંચાયતનો કોઈપણ મેમ્બર સૂચનાની નોંધવહીમાં સૂચના આપી શકે છે. આવી સૂચના આપે એટલે તેનો નિકાલ કરવા ગા૦ પં૦ સં૦ નિ૦ કલમ ૩૬ પ્રમાણે પંચાયત બંધાએલી છે.

૪. કલમ ૭ પ્રમાણે લેખી માગણી કર્યા સિવાય તથા મે૦ નાયબ સુબા સા૦ થી ઉતરતા દરજ્જાના અમલદારો ભાડાં વિગેરેની રોકડ રકમ મોકલ્યા સિવાય અને ઉપરી અમલદારનો દાખલો અગર તેની ખરી નકલ માગણી સાથે રજૂ રાખ્યા સિવાય તેમ જ કલમ ૪ નાં કારણ સિવાય ગાડાં, બળદ, કારીગર, મજૂર તથા સીધા સામાનની વેઠ માગે તો માગનાર અને અપાવનાર કલમ ૨૪ પ્રમાણે રૂા. ૫૦ સુધીના દંડને પાત્ર થાય છે.

૫. કલમ ૪ સિવાયના કારણે અગર કલમ ૭ માં બતાવેલી રિતસરની લેખી માગણી સિવાય કોઈ વેઠ કરવા કહે તો વેઠ કરનાર વેઠ કરવાની ના કહી શકે છે. વેઠ કરવાની ના કહેવાનું વ્યાજબી કારણ સાબિત કરી આપવાથી ના કહેનારનો કલમ ૨૫ પ્રમાણે દંડ થઈ શકતો નથી.

૬. વ્યાજબી અગર ગેરવ્યાજબી રીતે વેઠ કરવાની ના કહે તેને ગાળ દેવાનો, મારવાનો ધમકી આપવાનો અગર કનડવાનો કોઈ પણ સરકારી નોકરને હક્ક અધિકાર નથી. છતાં તેવું કરે તો તેના સામે કાયદેસર પગલાં લઈ શકાય છે. અમુક માણસ તેના ધંધાના અંગે અમુક પ્રકારની વેઠ કરવા નિયમો પ્રમાણે બંધાએલો છે. પણ તે અમુક જ્ઞાતિનો છે માટે તેવા પ્રકારની વેઠ તેનાથી લેવાતી નથી, એવું જણાય તો વેઠ કરનારા તે સામે વાંધો લઈ શકે છે.

૭. પહેલા વેઠ કરવાની ના કહેનાર પર મુલકી રાહે કામ ચાલતું. હવે તો શ્રી. સરકારે કૃપાવંત થઈ એ વહિવટ બંધ કર્યો છે, બીજા વર્ગથી ઉતરતા ન હોય તેવા દરજ્જાના ફો. ન્યા. રૂબરૂ કામ ચાલી ગુન્હો સાબિત ન થાય ત્યાં સૂધી વેઠ કરવાની ના કહેનારનો દંડ થઇ શકતો નથી. આ નિયમમાં શ્રી. સરકારે જે પ્રકારની વેઠ જે વિધિથી લેવા ઠરાવ્યું છે તે પ્રકારની વેઠ રોકડનાણું લઇને કરવી. અને તેથી વિરુદ્ધ વેઠ કરવાનું કહેવામાં આવે તો ચોકખી ના સંભળાવી દેવી. ચોર કોટવાળને દંડતા એ જમાનો હવે ગયો છે. અત્યારે તો શ્રી. સયાજીરાવ મહારાજનું રાજ્ય છે. હાલના જમાનામાં ગેરવ્યાજબી વેઠ લેવા આવનારો તેવી વેઠ કરવાની ના કહેનાર સામે બીજા વર્ગથી ઉતરતા ન હોય તેવા ફોજદારી ન્યાયાધીશ પાસે ફરિયાદ

જાય એવો માથા ભારે સરકારી નોકર અગર ગામપંચાયતનો અધ્યક્ષ શોધ્યો પણ નહિ જડે ! માટે નકામા ગભરાઈ મરશો નહિ.

૮ કલમ ૧૦ વાંચતાં જણાય છે કે ધંધા માટે રાખેલું ગાડું અગર બળદ ગમે તે કોમના માણસનું હોય તોપણ વેઠે વારા પ્રમાણે લેવું જોઇએ કોઈ કોમને અગર કોઇ ઇસમને આ વારામાંથી ટાળી શકાય નહિ.

૯. ગાડાનું ભાડું અગર મજૂરી લેવા સરકારી નોકર સાથે માથાકુટ કરવાની નથી. કારણ કે એમણે તો વેઠ માંગતાં જ રોકડ રકમ વેઠ અપાવનાર તરફ મોકલવા કલમ ૭ માં ઠરાવ્યું છે માટે વેઠ અપાવનાર પાસેથી વેઠ કરનારે નાણાં માગી લેવાં.

૧૦. વેઠ અપાવનાર પાસેથી પુરતાં નાણાં લેવાં અને ન આપે તો તુરતા તુરત તેના ઉપરી તરફ એક અરજી લખી મોકલવી. એટલે પૈસા મળશે અને નાણાં નહિ આપનારનો દંડ થશે. છેટેથી ગાડાં મંગાવ્યાં હોય તો કલમ ૧૨ની ટીપ પ્રમાણે ખાલી ગાડું લાવવાનું પણ ભાડું લેવું. ગાડું લાવી ૩ કલાકથી વધુ રોકાવું પડે તો ભાડા ઉપરાંત રોકાણ બદલ પણ રકમ માંગવી.

૧૧. નિયમની કલમ ૧૪ કહે છે કે જે લોકો જે પ્રકારની કારીગરી અગર મજૂરી કરતા હોય તેને વારા પ્રમાણે જે તે કામે લેવા. એનો અર્થ એ થયો કે રાવળ—જોગી, વાઘરી અને અંત્યજ પાસે બોજો ઉચકાવવાની વેઠ લેવાય છે અને રબારી, ઠાકરડા, કોળી, કણબી, મુસલમાન વગેરે જાતોમાંથી મજૂરી કરનારા આબાદ પળત રહે છે તેમ ન થવું જોઇએ. જે પ્રકારની મજૂરી કરતાં હોય તેને તે કામે સમાનતાએ વારા પ્રમાણે લેવાં જ જોઇએ. આમ થશે તો પછાત કોમને રાહત મળશે. વેપારી લોકોનો સરસામાન તથા વેપા-

રની ચીજો લઈ જવા લાવવાની મજૂરી કરી કણબી, કોળી, રબારી, ઠાકરડા, મુસલમાન વગેરે કોમના મજૂરો નાણાં પેદા કરે છે. અને સરકારી નોકરોનાં પોટકાં વાઘરી, રાવળ–જોગી તથા અંત્યજોના શિરે ચઢે છે, તે વેઠના નિયમ પ્રમાણે વ્યાજબી થતું નથી. આ સામે તે કોમ પોતાનો વાંધો શ્રી. સરકાર આગળ જાહેર કરી શકે છે.

૧૨. કલમ ૨૨ કહે છે કે ગામમાં સ્થાઈ રહેતા સરકારી નોકરને રોકડા પૈસા લઇને સીધુંસામાન આપવું કે નહિ તે વેપારીની મરજી ઉપર છે. ચીઠીથી સ્થાઈ અગર ફરતા નોકરને સીધુંસામાન લેવા હક્ક નથી. છતાં મંગાવે તો આપવાની વેપારી ના કહી શકે છે. ફરતા નોકરને પણ બજાર ભાવે રોકડા પૈસા લઇને પોતાના વેપારની ચીજ હોય તે વેચાણ આપવાની છે. જાડા ચોખાનો વેપાર હોય અને સરકારી નોકર ઝીંણા ચોખા મંગાવે તો તે આપવાની વેપારી ના કહી શકે છે. લોખંડના વેપારી પાસે મોદીખાનું માગવામાં આવે તો તે આપવાને વેપારી બંધાએલો નથી.

૧૩. કુંભારનાં ઘડેલાં વાસણ જે વેચવાનો ધંધો કરતો હોય તેની પાસેથી ફરતા સરકારી નોકરના માટે તે ગામના મુકામના વપરાશ સારૂ બજાર ભાવે રોકડી કિંમત આપીને વેચાતાં મંગાવી શકાય છે. સ્થાનિક નોકરને રોકડી કિંમતે પણ વાસણ વેચાતાં આપવાં કે નહિ તે વાસણ વેચનારની મરજી ઉપર છે. વાસણ વેચવાનો ધંધો કરતો હોય તેની પાસેથી ઉપર પ્રમાણે વાસણ વેચાતાં માગી શકાય. ઈંટ પાડવાનો કે પકવવાનો, નળીઆં પાડવાનો કે પકવવાનો તથા વાસણ ઘડવાનો કે પકવવાનો ધંધો કરતો હોય તેને વાસણ પુરાં પાડવાની ફરજ પાડી શકાય નહિ. વાસણ જ્યાં વેચાતાં મળતાં હોય ત્યાંથી વેચાતાં લેવાં જોઇએ. મોટી સ્વારી કે લશ્કર

માટે કેમ્પ પર મંગાવવાં હોય ત્યાં સુધી લાવવાની મજૂરી પણ આપવી જોઇએ. ફરતા નોકર માટે પાણી ભરવાની વેઠ કુંભાર કામ કરનારને બતાવી શકાય નહિ. જે લોકો ગામમાં પાણી ભરવાની મજૂરી કરતાં હોય તે બ્રાહ્મણ હોય કે કુંભાર, રબારી હોય કે પાટીદાર એ સઘળાંને વારા પ્રમાણે પૈસા આપીને પાણી ભરવા બોલાવી શકાય. કુંભાર ગામ નોકરીમાં દાખલ હોય અને તેને પગાર મળતો હોય અગર ચાકરીઆત જમીન પળતી હોય તો તેણે પાણી ભરવું જોઇએ. તથા વાસણ પુરાં પાડવાં જોઇએ. પરંતુ જે કુંભારો ગામ નોકરમાં નથી તેમને માટે આ બંધન નથી. ગામ નોકર ન હોય તેવો કુંભાર પાણી ભરીને નહિ પણ કુંભાર કામ કરીને નિર્વાહ મેળવતો હોય તો તેને પાણી ભરવાની વેઠે લેવાય નહિ. જે ગામે ગામ નોકરમાં કુંભાર ન હોય તેવા ગામે કુંભારની વસ્તી હોય અને તે ખેતી કરીને, કુંભાર કામ કરીને અગર પાણી ભરવાની નહિ પણ બીજી મજૂરી કરીને નિર્વાહ કરતા હોય તો સરકારી નોકરના માટે પાણી ભરવાનું તેવા કુંભારોને કહેવાય નહિ. ગામમાં જે પાણી ભરવાનો ધંધો કરીને આજીવિકા ચલાવતા હોય તેવાને આ નિયમ મુજબ મજૂરી આપીને ફરતા નોકરો માટે પાણી ભરવા બોલાવો શકાય. સ્થાઈ નોકરો આ રીતે પોતાના માટે પાણી ભરાવી શકે નહિ.

૧૪. લીલું અગર સુકું ઘાસ વેચવાનો ધંધો કરનાર કોળી હોય કે કણબી અથવા અંત્યજ હોય કે મુસલમાન ગમે તે હોય પણ તેણે ફરતા નોકરના તે ગામે આવેલ જનાવર માટે તે જ ગામે મુકામ રહે તેટલા વપરાશ પુરતું રોકડી કિંમતે ખડ વેચાણ આપવું

જોઇએ. સ્થાઈ નોકરને રોકડી કિંમતે આપવું કે કેમ તે વેચનારની મરજી ઉપર છે. ફક્ત અંત્યજ કોમ પરજ આ ભારણુ છે તે વ્યાજબી નથી.

૧૫. લાકડાના પીઠાવાળાએ અગર છુટક ભારીઓ વેચનારાઓએ ફરતા સરકારી નોકરને તે ગામના મુકામે ઉપયોગ લાગે તેટલાં લાકડાં રોકડા પૈસા લઈ બજારભાવે વેચાણુ આપવાં જોઇએ. સ્થાઈ નોકરને આપવાં કે નહિ તે વેચનારની મરજી ઉપર છે. લાકડાંની ભારીઓ વેચવાનો ધંધો મુસલમાન, કોળી, ઠાકરડા, અંત્યજ વગેરે જે જે કોમના માણસો કરતા હોય તે તમામની પાસેથી વારા પ્રમાણે વેચાણુ લેવાં જોઇએ. ફક્ત અંત્યજ કોમના માથે જ આ બોજો નાંખી શકાય નહિ. અંત્યજો પાસે ચીઠ્ઠી–કાગળ પહોંચાડવાનું કામ લેવાય છે તે આ નિયમને અનુસરીને નથી.

૧૬. દૂધ વેચવાનો ધંધો કરનાર પાસેથી ફરતા નોકરના માટે બજાર ભાવે રોકડી કિંમતે દૂધ મંગાવી શકાય. ઘર ઉપયોગ માટે ઢોર રાખેલું હોય અને દૂધ વેચતો ન હોય તે દૂધ આપવાની ના કહી શકે, સ્થાઈ નોકરને રોકડા પૈસા લઇને દૂધ વેચાણુ આપવું કે નહિ તે વેચનારની મરજી ઉપર છે. રબારી તથા ભરવાડ પાસેથી જ દૂધ વેચાણુ મંગાવાય એવો કંઈ ઠરાવ નથી. જે લોકો દૂધ વેચવાનો ધંધો કરતા હોય તે તમામની પાસેથી ઉપયોગ પુરતું બજારભાવ પ્રમાણે રોકડ કિંમત આપીને ફરતા નોકરથી દૂધ મંગાવી શકાય.

૧૭. પથારી, પાગરણુ, ખાટલા, ગોદડાં, મોદ–ખુંગણુ, અબોટીયાં, વગેરે મંગાવવાની મનાઈ છે. બ્રાહ્મણુ વગેરેને ત્યાંથી અથાણું તથા દહીં પણુ ફરજીયાત મંગાવી શકાય નહિ. બ્રાહ્મણુ રાજીખુશીથી

આપવા આવે તો પણ મફત લેવાય નહિ. બ્રાહ્મણને ફરજીયાત રાંધવા બોલાવી શકાય નહિ. તેમ જ દક્ષિણિ બ્રાહ્મણ અમલદાર હોય અને બ્રાહ્મણ સિવાય બીજી કોમનું ભરેલું પાણી ન પીતા હોય તો બ્રાહ્મણને પાણી ભરવા બ્રાહ્મણની મરજી વિરૂદ્ધ બોલાવાય નહિ.

૧૮. આ નિયમ સાથે ગામ નોકરી સંબંધી નિયમ સબંધ રાખે છે એટલે વેઠ કરનાર કોમને ઉપયોગી વિગતોની નોંધ તે નિયમ ઉપરથી આ નીચે લેવામાં આવી છે.

ગામ નોકરીમાં દાખલ હોય અને પગાર ખાતા હોય અગર ચાકરીયાત જમીન ભોગવતા હોય તેમણે નીચે લખેલી રીતે નોકરી કરવાનું ઠરાવેલું છે. **જેમને પગાર ન મળતો હોય અગર ચાકરીયાત જમીન પળતી ન હોય તથા જે ગામ નોકરીમાં દાખલ ન હોય તેમના શિરે નીચેની નોકરી કરવાના જવાબદારી નથી એ યાદ રાખવું.**

× × × ×

## ગામ નોકરી કરનાર ભંગીનાં કામ

(ગામ નોકરી સંબધિ નિયમ કલમ ૧૩૧)

"ગામના રસ્તા હંમેશ વાળી કચરો ગામથી છેટે નાંખી સફાઈ રાખવી, મેલું ઉપાડવું, મુએલા જાનવરો નક્કી કરેલી જગ્યાએ લઈ જવાં, સરકારી નોકરને બીજાં ગામનો રસ્તો દેખાડવો, આસામીને તેડી લાવવો, વેઠના વારા દેખાડવા, હાજરીનું શીંગ વગાડવું, સાદ પાડવો, નોકરી વખતે પટો કમરે બાંધવો, રાહદારી રસ્તાપરના ખાડા પુરી ઝાંખરાં કાઢી નાંખવાં અને સરકારી જમીનમાં વધેલી ઝાડની ડાળીઓ સોરવી."

## ગામ નોકરી કરનાર ઢેડનાં કામ

### ( ગા. નો. સં. નિ. કલમ ૧૩૨ )

" સરકારી ચીજ ગામમાંને ગામમાં યા એક ગામથી બીજા ગામ લઈ જવી લાવવી. જ્યાં ખાલપા મુએલાં ઢોરની વ્યવસ્થા કરતા ન હોય ત્યાં તે કરવી. તલાટી તજવીજદાર સાથે જઈ માપણીના કામે સાંકળો તાણવી. ચોમાસું પુરૂં થએ રસ્તામાં પડેલા જૂજ ખાડા પુરવા તથા ઝાંખરાં કાઢી નાંખી સરકારી જમીનમાંની વધેલી ઝાડની ડાળીઓ સોરવી."

**ટીપ**—" નવસારી પ્રાંતમાં દુબળા કોટવાળ જ્યાં નહિ હોય તે ગામમાં ઉપરનાં સઘળાં કામો રખા વરતણીયામાં રાખેલા ઢેડાએ કરવાનાં છે. પણ દુબળાની જ્યાં નિમણૂક હોય ત્યાં બોજો ઉપાડવાનું કામ દુબળાએ કરવાનું છે."

## ગામ નોકરી કરનાર દુબળા કોટવાળનાં કામ

### ( ગા. નો. સં. નિ. કલમ ૧૩૩ )

" સરકારી ચીજ ગામમાં ને ગામમાં યા એક ગામથી બીજા ગામ લઈ જવી લાવવી. અને સરકારી નોકર કે સંભાવીત મુસાફર ગામમાં થોડો વખત રહે તેને માટે પાણી ભરવું. તે ખાવાનું આપે તો સીધુ વગેરે લાવવું, ધોતીયાં ધોવાં, પથારી કરવી, વાસણ માંજવાં, ચુલાને અબોટ કરવો, એ કામ કરવાં."

## ગામ નોકરી કરનાર હજામ વાળંદ ગાંયજાનાં કામ

### ( ગા. નો. સં. નિ. કલમ ૧૩૪ )

" ગામનાં ચોરાની સાફ સુફી, બીછાયત, અને દિવાબત્તી કરવી. પ્રસંગોપાત કે સરકારી નોકર સાથે મસાલ કરી જવું.

સરકારી નોકર કે સંભાવિત મુસાફર ગામમાં થોડો વખત રહે તે ખાવાનું આપે તો તેનું સીધું વગેરે લાવવું, ધોતીયાં ધોવાં, વાસણ માંજવાં, ચુલાને અબોટ કરવો એ કામ કરવાં."

## ગામ નોકરી કરનાર કુંભારનાં કામ

( ગા. નો. સં. નિ, કલમ ૧૩૫ )

" કુંભારે સરકારી નોકર કે સંભાવિત મુસાફર ગામમાં થોડો વખત રહે તેને માટે વાસણ આપવાં ને પાણી ભરવું."

## ગામ નોકરી કરનાર સુથારનાં કામ

( ગા. નો. સં. નિ. કલમ ૧૩૬ )

" ચોરાની દીવીઓ, તંબુ અને ઘોડા માટે મેખો બનાવવી, સરકારી નોકર કે સંભાવિત મુસાફર ગામમાં થોડો વખત રહે તેને લાકડાં ફાડી આપવાં."

## ગામ નોકરી કરનાર લુહારનાં કામ

( ગા. નો. સં. નિ. કલમ ૧૩૭ )

" ચોરાની તથા સરકારી સામાનની જૂજબાજ દુરસ્તી માટે નાની નાની લોઢાની જરિયાત વસ્તુઓ તૈયાર કરી, દુરસ્ત કરી આપવી. અને ગામમાં પકડેલા કે આણેલા કેદીની બેડીઓ જડવી યા તોડવી કે તેની દુરસ્તી કરી આપવી."

## સુથાર-લુહાર બાબત

[ વટ હુકમ નંબર ૯૮૮ આ. ૫. તા. ૮-૫-૧ પૃષ્ટ ૧૫૮૩ ]

ગામ નોકરીના નિયમ પ્રમાણે સુતાર, લુહારની જરૂર હવે રહી નથી. માટે તેવા લોકોના નામે ચાલતી ચાકરીયાત જમીન જેના તેના નામે હાલ ચાલે છે એ રીતે ચાલવા દેવી. અને જ્યારે તેમની પાસેથી સરકારી કામ લેવું પડે ત્યારે યોગ્ય મહેનતાણું આપીને કામ લેવું.

ઉપર પ્રમાણે કામ કરવાની જવાબદારી જે લોકો ગામ નોકરીમાં હોય તેમના શિરે સમજવાની છે.

ગામ નોકરી સંબંધી નિયમની કલમ ૧૪૯માં ઠરાવ્યું છે કે ગામના સ્થાઈ નોકરોએ ગામ નોકર પાસેથી પોતાનું ખાનગી કામ રીતસર મજૂરી આપ્યા સિવાય લેવું નહિ. તેમ ગામ નોકરોએ એ કરવું પણ નહિ. પૈસા લઈને પણ એવું કામ કામ કરવું કે નહિ તે ગામ નોકરની મરજી ઉપર છે.

ઉપર ઠરાવ્યા કરતાં વધુ કામ લેવાય તો તેને જૂદી મજૂરી આપવા ગા, નો. સં. નિ. કલમ ૧૪૭થી ઠરાવ્યું છે.

ગામ નોકરોની પાસેથી નિયમ વિરૂદ્ધ તથા ગામ નોકરની મરજી સિવાય અને મજૂરી આપ્યા સિવાય કામ લ્યે તેને શિક્ષા કરવી એમ ગા. નો. સં. નિ કલમ ૧૫૨ થી ઠરાવ્યુ છે.

## ગામ નોકરી સંબંધી નિયમની કલમ ૨૦૫

જે ગામ નોકરની જે અમલદાર નિમણુંક કરી શકે છે તેજ અમલદાર તેમનું રાજીનામું પણ મંજુર કરી શકે છે. અને તેની તજવીજ રાજીનામા વિષેના નિયમ પ્રમાણે કરવી.

૧૯ ગામ નોકરીના નિયમમાં જેટલી નોકરી લેવા ઠરાવ્યું છે તે કરતાં હદ ઓળંગીને નોકરીનું ભારણ ગામ નોકરો ઉપર નાંખવામાં આવે છે એવો ઘણાં સ્થળેથી પ્રબળ પોકાર સંભરાય છે. સખ્ત નોકરી લેનારના ત્રાસથી બચવા નજીવી આવક છોડી દઈ ગામ નોકરો છુટા થવાનું પસંદ કરે એવી સ્થિતિ નોકરી લેનારા ન લાવે તો સારૂં.

૨૦ કોઈ સખ્સ પાસેથી તેની મરજી વિરૂદ્ધ મજૂરી કરાવનારને વડોદરા રાજ્યના ફોજદારી નિબંધ ૫ની કલમ ૩૫૮ "એમાંના ગમે તે પ્રકારની એક વર્ષ સુધીની કેદની અથવા દંડની અથવા બન્ને

શિક્ષા કરવાનું ફરમાવે છે." મરજી વિરૂદ્ધ મજૂરી કર્યા તારીખથી ૩ વર્ષ સુધી ફરિયાદ કરી શકાય છે. મરજી વિરૂદ્ધ મજૂરી કરનાર પર વોરન્ટ નીકળી શકે છે. ફરિયાદીને રાજીનામું આપવાનો હક્ક છે. ત્રીજા વર્ગના ફોજદારી ન્યાયાધિશ આગળ આ કેસ ચાલી શકે છે. આની બરાબરની ઈન્ડીયન પીનલ કોડમાં કલમ ૩૭૪ છે. આવો કાયદો જે રાજયમાં હયાતી ધરાવે છે તે રાજયની ગામડાંની પ્રજાની તેની અજ્ઞાનતા અને બ્હીકણુપણાને લીધે બહુ કઢંગી હાલત છે, જે ગામડામાં રહેનાર જોઈ શકે છે. મુંબાઈ ઈલાકાના કોઈ પણ દેશી રાજ્ય કરતાં પ્રજા વર્ગને રાહત આપનાર વડોદરા રાજ્ય પ્રથમ નંબરે છે છતાં આવું નભે છે અને થાય છે તેના માટે પ્રથમ જવાબદાર અમારી ગામ-પંચાયતો છે. કારણ કે શ્રીમંત સરકારે વેઠ અને ગામ નોકરો પરની દેખરેખ ગામપંચાયતને જ સોંપેલી છે. એટલે અજ્ઞાન પ્રજા દુઃખી થાય છે તેમાં શ્રી. સરકારનો દોષ નથી પણ ગામ પંચાયતના મેમ્બર બની બેઠેલા અમારા ભાઈઓનો દોષ છે. સબબ તેવી ગામ-પંચાયતોને તથા વેઠ કરનારાઓને વિનતિ કરૂં છું કે,

## ૨૧ ફરજ ચૂકતી ગામપંચાયતોને વિનતિ ?

શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઈ પહેલાંના કરતાં વેઠનો નિયમ સરળ બનાવ્યો છે. અને વેઠ કરનાર પ્રજાને આપનું રક્ષણ સોંપ્યું છે, છતાં કેટલાંક સ્થળેથી વેઠની કાળી છીસો સંભળાય છે. આપ નિર્વિવાદ કબૂલ કરશો જ કે જે પંચાયતની દેખરેખમાં ગેરવ્યાજબી વેઠ લેવાય તે પંચાયતના શિરે કાળું કલંક ચોંટે છે. તથા આપણે વધુ હક્ક અધિકાર લેવા માગવાને નાલાયક છીએ એ સિદ્ધ કરી આપે છે. આપના પર શ્રીમંતે તથા પ્રજાવર્ગે જે વિશ્વાસ મૂકયો છે તેનો ભંગ ન કરવો એ આપ આપની ફરજ સમજશો. સરકારી નોકરના આપખુદ અમલ સામે ઢાલ રૂપે શ્રીમંતે તમારી યોજના કરી છે !

તમે તમારી ફરજ ચૂકશો નહિ અને ફરજ બજાવવા જેટલી તમારામાં હિંમત તથા આવડત ન હોય તો એ જગ્યાએથી તમે છુટા થજો–રાજીનામાં આપ જો ! પણ શ્રીમંતે સ્થાપેલી એ લોકોપયોગી સંસ્થાને લજવશો નહિ !

## ૨૨ વેઠ કરનારાઓને વિનતી ?

રાજ્યના ધારાધોરણથી ઠર્યા કરતાં કોઇની વધુ સેવા કરવાની તમારી મરજી ન હોય તો શ્રીમંતના રાજ્યમાં કોઇની તાકાત નથી કે તમે મક્કમ હો તો તમારી પાસે કોઇ મરજી વિરૂદ્ધ મજૂરી કરાવી શકે કાયદા પ્રમાણે સેવા કરો તેની મજૂરીનાં નાણાં માગજો. જેમ જેમ વેઠ મફત કરશો તેમ તેમ વધુ અને વધુ વેઠની આફત વળગશે. વેઠનો બોજો ઓછો કરવો હોય તો રોકડાં નાણાં લ્યો. અને નિયમમાં ઠરાવ્યું છે તેથી વધુ વેઠ કરવાની સાફ ના સંભળાવી દ્યો. મફત ખાવા પેંધેલાં હરાયાં ઢોર જાગતા જાણીને જેમ પડકારથી પાછાં વળે છે તેમ મફતનો અને ગેરવ્યાજબી વેઠ લેનારા તથા લેવડાવનારા તમારો પડકાર સાંભળશે તો જાગ્યા જાણીને ફરી તમારા સામી નજર પણ નહિ નાખે ! નિયમથી ઠરેલી વ્યાજબી વેઠ જ્યાંસુધી શ્રીમંત સરકાર વેઠ તદ્દન નાબૂદ કરવા કૃપા ન કરે ત્યાંસુધી મજૂરી લઇને કરજો અને ગેરવ્યાજબી રીતે વેઠ લેવા આવનાર સામે કાયદાનું શસ્ત્ર મક્કમતાથી ઉગામજો ! આટલું કરવાથી તમને કંઈ પણ રાહત મળે તો તમારા માટે રાહત ભર્યો વેઠનો નિયમ મંજૂર કરનાર પ્રજાપાળક દયાળુ રાજવી **શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ ઘણું જીવો એવી આશિષ આપજો અને હિંન્દી જનતાને નિદ્રામાંથી જાગૃત કરનાર દેશનેતાઓની જય બોલાવજો ?**

**લી. સેવક સોમનાથ મ. દવેના**

**वंदे मातरम्**

---

# જુજ ખર્ચમાં ઝાઝો લાભ.

## પરોપકાર પત્રિકા

રૂ. ૧-૪-૦ મનીઓર્ડરથી મોકલનારને તા. ૩૧-૧૨-૧૯૩૦ સુધીમાં પ્રસિદ્ધ થશે તેટલી પરોપકાર પત્રિકાઓ મોકલવામાં આવશે, ઉપરાંત નીચેનાં ૮ પુસ્તકો પ્હોચતાં કરવામાં આવશે.

## પુસ્તકોનાં નામ

૧ વેઠનો ટીકાવાળો ધારો ૨ બાળલગ્ન ૩ મોંઅદલો ૪ ઘરથારની મંજુરી ૫ આયપત વેરો ૬ ડબો અને ભેરાણુ, પટેલ પાડો કે સુડી વચ્ચેની સોપારી ૮ ચૌદશીયા ટોળી કે ચંડાળ ચોકડી.

## સસ્તી જાહેર ખબરો

અમારાં પુસ્તકોમાં તેમજ પત્રિકામાં જાહેર ખબર આપો. પુસ્તકના એક પેજ જેટલી જાહેર ખબરનો ચાર્જ રૂ. ૩-૦-૦ અને પત્રિકાના એક પેજનો રૂ. ૭-૦-૦ છે.

વ્યવસ્થાપકઃ-પરોપકાર કાર્યાલય

મુઃ પાનસર ( ઉત્તર ગુજરાત )